

ALCYONE

# શ્રીગુરૂચરણે

## આહ્નિકઓની

(જે. કૃષ્ણમૂર્તિ)

ના "ઍટ ધી ફીટ ઑફ ધી માસ્તર"

એ નામના ઇંગ્રેજી પુસ્તકનું આ ગુજરાતી
ભાષાન્તર, કર્તાની પરવાનગીથી
કર્યું છે.

---

કિંમત ૫ આના.

---

૧૯૧૧.

# પ્રસ્તાવના.

આ લઘુ પુસ્તકની પ્રસ્તાવના લખવાનું માન એક વડીલ તરીકે મને આપવામાં આવ્યું છે. વયમાં જોકે ન્હાના પરંતુ આત્માના અનુભવમાં ઘણા આગળ વધેલા એક બાલ બંધુનું આ પ્રથમ પુસ્તક છે. જ્ઞાનનાં દ્વાર ઉઘાડનારી દીક્ષાને માટે તૈયાર કરતાં લેખકના ગુરૂદેવે તેને જે બોધ આપ્યો હતો તે તેણે પોતાની સ્મરણ શકિતને આધારે મહા મુશ્કેલીથી અને ધીમે ધીમે લખી લીધો હતો; કારણકે ગયે વર્ષે તેનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન હાલ કરતાં ઘણું ઓછું હતું. પુસ્તકનો ઘણો ખરો ભાગ ગુરૂદેવના પોતાનાજ શબ્દોમાં લખાયેલો છે; એમાંનો જે ભાગ ગુરૂદેવના પોતાના શબ્દોમાં નથી તેમાં તેમના શિષ્યે ગુરૂદેવનાજ વિચારોને પોતાના શબ્દોમાં મૂકેલા છે. બે રહી ગયેલાં વાકયો ગુરૂદેવે પોતે

પુરાં પાડયાં છે. એ સ્થળે રહી ગયેલો એક શબ્દ પાછળથી ઉમેરવામાં આવ્યો છે. આ સીવાય બાકીનું સર્વ આહ્નિકઓનીનું પોતાનું જ છે —જગત્‌ને તેના તરફની આ પહેલી ભેટ છે.

ગુરૂદેવના બોધવચનથી લેખકને જેવી મદદ મળીછે તેવીજ મદદ બીજાઓને પણ મળે એવી ઉમેદથી તેણે આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. પરંતુ જેવી રીતે આ પુસ્તકના લેખકે પોતાના ગુરૂ-દેવના મુખથી ઉપદેશ સાંભળ્યા પછી તે પ્રમાણે પોતાનું જીવન ગાળ્યુંછે તેવી રીતે જો આ બોધને અનુસરીને જીવન ગાળવામાં આવે તોજ તે બોધ લાભદાયક થઈ શકે. શિક્ષણની સાથે લેખકના દાખલાનું અનુકરણ કરવામાં આવે તો લેખકને માટે જેમ ગુરૂપરંપરાના માર્ગનું દ્વાર ખુલ્લું થયું તેમ વાંચકને માટે પણ તે દ્વાર ખુલ્લું થશે અને તે પરમપદમાર્ગને પહેલે પગથીએ ચઢશે.

ઍની બીસેન્ટ.

ગુરૂદેવના દ્વાર આગળ ઉભેલા
મુમુક્ષુઓને અર્પણ.

असतो मा सद्गमय
तमसो मा ज्योतिर्गमय
मृत्योर्माऽमृतङ्गमय

અસત્‌માંથી મને સત્‌ તરફ લઈ જાઓ.
અંધકારમાંથી મને પ્રકાશમાં લઈ જાઓ.
મૃત્યુમાંથી મને અમરપણામાં લઈ જાઓ.

# શરૂઆતના બે બોલ.

**આ** શબ્દો મારા પોતાના નથી. જે ગુરૂદેવે મને શિક્ષણ આપ્યું છે તેમનાજ આ બોધવચનો છે. તેમની કૃપા વિના હું કંઇ પણ કરી શકયો ન હોત; પરંતુ તેમનીજ સહાયતાથી હું ગુરૂપરંપરાના માર્ગપર ચઢયો છું. તમને પણ તેજ માર્ગ પર દાખલ થવાની ઈચ્છા છે તેથી જે બોધવચનો ગુરૂદેવે મને કહ્યાં છે તેનેજ જો શીરપર ચઢાવી તે પ્રમાણે વર્તશો તો તમને પણ એ સહાયકારક થઇ પડશે. આ વચનો મધુર અને સાચાં છે એમ કહેવાથી કંઇ બસ નથી; જે માણસને ફતેહ પામવાની ઇચ્છા હોય તેણે તો જે કંઇ આ પુસ્તકમાં કહેવામાં

આપ્યું છે, તે પ્રમાણે બરાબર વર્તવું જોઇએ. અન્ન સામે જોવું અને કહેવું કે તે સારૂં છે એથી કંઈ ભૂખ્યા માણસની ભૂખની શાન્તિ થતી નથી; પણ ભૂખની તૃપ્તિ માટે તેણે હાથ આગળ કરીને ખાવા માંડવું જોઇએ. તેવીજ રીતે ગુરૂદેવના શબ્દો સાંભળવા એ કંઈ બસ નથી; પણ તેમણે જે કહેલું છે તે પ્રમાણે તમારે ચાલવું જોઇએ, અને તેમના દરેક શબ્દ તથા તેમની દરેક સૂચના-પર પુરતું ધ્યાન આપવું જોઈએ. જો એક પણ સૂચના ધ્યાન બહાર જાય અથવા એક પણ શબ્દ ભૂલી જવાય તો તે સૂચના તથા તે શબ્દ હંમેશાને માટે હાથમાંથી ગયાં સમજવાં; કારણકે ગુરૂદેવ એક વાત બે વખત બોલતા નથી.

---

આ પરમપદમાર્ગની પ્રાપ્તિ માટે ચાર સાધનો છેઃ

વિવેક.

નિર્વાસના ( વૈરાગ્ય ).

સદાચાર.

પ્રેમ.

આ પ્રત્યેક સાધન સંબંધી ગુરૂદેવે મને જે કંઇ શિક્ષણ આપેલું છે તે હું તમને કહેવાને બનતો પ્રયત્ન કરીશ.

# શ્રીગુરૂચરણે.

## ૧

આ ચાર સાધનોમાંના પહેલા સાધનનું નામ વિવેક છે. સાધારણ રીતે વિવેક શબ્દ, સત્ અને અસત્ એટલે કે નિત્ય અને અનિત્યને—ઓળખવાની શક્તિ એવા અર્થમાં વપરાય છે. આ વિવેક તે તેજ છે કે જે મનુષ્યોને ગુરૂપરંપરાને માર્ગે લઇ જાયછે. વિવેકમાં આ ઉપર બતાવેલા સામાન્ય અર્થ ઉપરાંત પણ કંઇ વધારે રહસ્ય સમાયેલું છે; અને પરમપદમાર્ગની શરૂઆતમાંજ આ સાધન પ્રમાણે ચાલવાનું છે એટલુંજ નહિ પરંતુ પરમપદની પ્રાપ્તિ થાય ત્યાં સુધી દરેક ડગલે ને પગલે હમેશાં તે પ્રમાણે

ચાલવાની જરૂર છે. તમે આ માર્ગ લીધો છે કારણકે જે વસ્તુઓ મેળવવા લાયક છે, તે સઘળી માત્ર આ માર્ગે ચાલવાથીજ પ્રાપ્ત થાય છે એમ તમારી ખાત્રી થયેલી છે. જે લોકોને ઉપરનું જ્ઞાન થયેલું નથી તેઓ વૈભવ અને અધિકારની પ્રાપ્તિ માટે પ્રયત્ન કર્યાજ જાય છે, પરંતુ આ વસ્તુઓ વધારેમાંવધારે તો, માત્ર એક જીંદગીને માટે છે અને તેથી તે બંને અસત્ અને અનિત્ય છે.

આના કરતાં બીજી વધારે મહત્વની વસ્તુઓ છે, કે જે સત્ અને નિત્ય છે; જ્યારે તમને આ સત્ અને નિત્ય વસ્તુઓનું એકવાર ભાન થાય છે ત્યારે તમે અગાઉ જણાવેલી અનિત્ય વસ્તુની કદી ઈચ્છા કરતા નથી. અખિલ વિશ્વમાં માત્ર બેજ પ્રકારના મનુષ્યો છે—જેઓને જ્ઞાન પ્રાપ્ત થયું છે તે અને જેઓને જ્ઞાન પ્રાપ્ત થયું

નથી તે; ખરેખરી રીતે જોતાં આ જ્ઞાનજ મહ-
ત્વની વસ્તુ છે. માણુસ કયો ધર્મ પાળે છે તથા
તે કઇ જાતને છે—એ બાબતો કંઈ અગત્યની
નથી. ખરેખરી અગત્યની વસ્તુ તો જ્ઞાનજ છે,
અને આ જ્ઞાન તે મનુષ્યની ઉન્નતિ માટે ઇશ્વરે
યોજેલી યોજનાનું જ્ઞાન સમજવું; કારણકે ઇશ્વ-
રની એવી એક યોજના છે કે જેને ઉન્નતિ-
ક્રમ કહેવામાં આવે છે, અને જેને લીધે
મનુષ્ય દીનપરદીન ઉંચી અને ઉંચી સ્થીતિએ
ચઢે છે. જ્યારે કોઇ માણુસની આ બાબતમાં
એક વખત આંખ ઉઘડે છે અને જ્યારે તેને
ઊન્નતિક્રમની યોજનાનું વસ્તુત: જ્ઞાન થાયછે
ત્યારે તે માણુસ તે યોજના સાથે એકરૂપ થયા
વિના તથા તેને માટે કામ કર્યા વિના રહી શકતો
નથી; કારણકે ઇશ્વરની તે યોજના ઘણીજ ઉમદા
અને મનોહર છે. આ યોજનાનું તેને જ્ઞાન

થયું છે તેથી તે ઇશ્વરના પક્ષમાં રહી સત્ય, સદ્ધર્મ અને સદાચાર તરફથી અસત્ય, અધર્મ અને દુરાચારની સામે લડે છે, અને પોતાના સ્વાર્થનો ત્યાગ કરી આખા જગત્‌ના કલ્યાણ માટે કાર્ય કરતો થાય છે.

જો તે ઇશ્વરના પક્ષમાં રહીને કામ કરે છે તો તે અમારા માંહેલો એક છે, ભલે પછી તે પોતાને હિંદુ કહે અથવા બૌધ કહે, ખ્રીસ્તી કહે અથવા મુસલમાન કહે, ભલે તે હિંદનો રહેવાસી હોય વા અંગ્રેજ હોય, ચીનો હોય, વા રશીઅન હોય, તેની સાથે જરાપણ સંબંધ નથી.

જેઓ ઇશ્વરેચ્છાનુસાર વર્તનારાછે તેઓ જાણે છે કે તેઓ આ દુનીયામાં શા માટે આવ્યા છે અને તેઓનું શું કર્તવ્ય છે, અને તેથીજ તે પ્રમાણે વર્તન કરવા પ્રયત્ન કરે છે. બાકીના

સઘળા લોકો કે જેમને હજી આ જ્ઞાન થયું નથી તેઓ પોતાનું કર્તવ્ય શું છે તે સમજી શકતા નથી, અને તેથીજ તેઓ ઘણીવાર મૂર્ખપણે વર્તે છે. તેઓ એવા ઉપાયો યોજવા પ્રયત્ન કરેછે કે જે તેઓના ધારવા પ્રમાણે તેઓને પોતાને સુખરૂપ થાય, પણ સર્વ કંઈ એકજ છે—સર્વનો આત્મા એકછે—અને તેથી જો કોઇ કાળે ખરે-ખરૂં સુખ મળી શકે તો તે પરમાત્માની ઈચ્છા પ્રમાણે કામ કરવામાંજ મળી શકે છે, આ વાત તેઓ ભૂલી જાય છે. આવા લોકો સત્‌ને છોડી અસત્‌ની પાછળ જવાવાળા છે. જ્યાંસુધી આ સત્ અને અસત્ વચ્ચેનો ભેદ તેઓ સમજે નહિ ત્યાંસુધી તેઓ ઈશ્વરના પક્ષમાં આવ્યા નથી, અને તેટલાજ માટે આ વિવેકની પહેલી જરૂરછે. વિવેક એ પહેલું સાધન અને પહેલું પગથીયું છે.

સત્ અને અસત્ એ બેમાંથી સતને માર્ગે ચાલવાનું પસંદ કર્યા પછી પણ તમારે યાદ રાખવું જોઇએ કે સત્ અને અસત્‌ના પણ ઘણા સૂક્ષ્મ પ્રકારો છે. અને હજી પણ તમારે ખરૂં અને ખોટું, મહત્વનું અને બીનમહત્વનું, ઉપયોગી અને નિરૂપયોગી, સત્ય અને અસત્ય, સ્વાર્થી અને નિઃસ્વાર્થી એ સર્વમાં વિવેકની જરૂર છે.

સત્ય અને અસત્ય વચ્ચે નિર્ણય કરવાનું કામ કંઇ કઠીન હોવું જોઇએ નહિં; કારણકે જેઓ ગુરૂદેવને પગલે ચાલવા ઇચ્છેછે તેઓએ તો ગમે તે જોખમે સત્યનેજ માર્ગે ચાલવાનો નિશ્ચય કરેલો હોયછે પણ શરીર અને પુરૂષ ( જીવ ) એ બન્ને જુદાં છે, અને તેથી પુરૂષની ઇચ્છા હોય તેજ શરીરની ઇચ્છા હોય એમ કંઇ હંમેશાં બનતું નથી. જ્યારે તમારૂં શરીર

કંઇ પણ ઇચ્છા કરે ત્યારે જરા અટકીને વિચાર કરજો કે તમે પોતે પણ ખરેખર એમજ ઇચ્છો છો કે કેમ? કેમકે તમે પોતેજ ઇશ્વરથી જુદા નથી અને તેથી ઇશ્વરની ઇચ્છા તેજ તમારી ઇચ્છા હોવી જોઇએ; પરંતુ ઇશ્વરને જોવા માટે તમારે પોતાના હૃદયમાં ઉંડા ઉતરવું જોઇએ અને ત્યાં ઇશ્વરી આજ્ઞા કે જે **તમારી પોતાનીજ** આજ્ઞા છે તેને ધ્યાનપૂર્વક સાંભળવી જોઇએ. સ્થૂલશરીર કે વાસનાશરીર કે માનસિકશરીર તમે પોતે છો એમ સમજ્યાની ભુલ તમે કદી પણ કરતા નહી. પોતાને જોઇતી વસ્તુ મેળવવા માટે આમાંનુ દરેક શરીર પોતે આત્મા હોવાનો ડોળ ઘાલશે; પણ તમારે તે સર્વે શરીરોને ઓળખવા જોઇએ અને તમે તે સર્વે શરીરોના ધણી છો એમ તમારે ખાત્રીપૂર્વક સમજવું જોઇએ.

જ્યારે ખાસ અગત્યનું કામ આવી પડેછે

ત્યારે સ્થૂલશરીર આરામ લેવા, ફરવા જવા, અથવા ખાવા પીવાને ઇચ્છેછે; અને જે પુરૂષને જ્ઞાન પ્રાપ્ત થયું નથી તે પોતાના મનમાં કહેછે કે "મને આરામ લેવાની, ફરવા જવાની અથવા ખાવા પીવાની જરૂર છે, માટે તે કામ મારે કરવુંજ જોઇએ." પરંતુ જ્ઞાની કહે છે કે "આરામ વીગેરેની જે ઇચ્છા રાખે છે તે "હું" તો નથી એતો મારૂં સ્થૂલશરીર છે. તેણે થોડી વાર થોભવું જોઇએ." જ્યારે કોઇને મદદ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે સ્થૂલશરીરને લાગેછે કે "આ કામમાં મને ઘણું કષ્ટ વેઠવું પડશે માટે ભલે કોઇ બીજોજ કરે." પણ જ્ઞાની પોતાના શરીરને જવાબ આપેછે કે "સત્કર્મ કરવામાં ત્હારે વચ્ચે આવવું નહિ."

આ સ્થૂલશરીર તમારૂં એક પશુ—તમારો ઘોડો કે જેના પર તમે સ્વારી કરોછો

તે છે. તેથી તેની સારી સંભાળ લેવી તથા તેને સારી રીતે રાખવું તે તમારી ફરજ છે; તમારે તેની પાસે હદ ઉપરાંત કામ કરાવવું નહીં. તમારે તેને માત્ર શુદ્ધ ખોરાક તથા સ્વચ્છ પાણી આપવું તથા તેના ઉપર જરા જેટલો પણ મેલ ન ચોંટી રહે તેટલી હદ સુધી તેને હમેશાં બરોબર સાફ રાખવું. કારણકે સંપૂર્ણ રીતે સ્વચ્છ અને નિરોગી શરીરવિના પરમપદમાર્ગપર પ્રવેશ કરવાની તૈયારી કરવાનું કઠીન કાર્ય તમારાથી થઇ શકશે નહીં, અને તે તૈયારી કરતાં શરીરના પર જે ચાલુ શ્રમનું દબાણ થશે તે તમારાથી સહન થઇ શકશે નહીં. પરંતુ તમારે તે શરીરને હમેશાં વશ રાખવાનું છે, નહીં કે શરીર તમને વશ રાખે.

વાસનાશરીરને પણ પોતાની અનેક કામનાઓ છે. જેવી કે તમે ગુસ્સે થાઓ, હૃદયભેદક

શબ્દો બોલો, કોઈની ઈર્ષા કરો, ધનનો લોભ કરો, બીજા લોકોનો વૈભવ જોઈ તેની અદેખાઈ કરો અને ઉદાસીનતાને વશ થાઓ; તમારૂં વાસનાશરીર આવી રીતે તમે વર્તો એમ ઇચ્છે છે. આ સઘળી વાસનાઓ ઉપરાંત બીજી ઘણી વાસનાઓની આ શરીર અપેક્ષા રાખે છે. પણ તમને નુકસાનજ કરવું એવો કાંઇ તેનો હેતુ નથી; પરંતુ તેને તો પોતાના પરમાણુઓ તીવ્ર વેગથી અને તે પણ વળી જુદી જુદી રીતીથી આમ તેમ અથડાય એટલુંજ જોઇએ છીએ. તમને પોતાને આમાંના કશાની જરૂર નથી અને તેટલામાટે તમારા વાસનાશરીરની કામનાઓ અને તમારી પોતાની ઇચ્છાઓ વચ્ચે તમારે વિવેક કરવો જોઇએ.

તમારૂં માનસશરીર પોતાને મગરૂરીમાં બીજાથી જુદું સમજેછે અને બીજાનો વિચાર

બાજુએ મૂકી પોતાનોજ વિચાર આખો વખત કર્યા કરેછે, અને તમે તેને સંસારના વિષયો પરથી ખેંચી લીધું હોય, તો પણ તે પોતાનેજ માટે હજુ ગણુત્રી કરવા પ્રયત્ન કરેછે, અને બીજાને મદદ કરવાનો તથા ગુરૂદેવના કાર્યનો વિચાર કરવાને બદલે તમારે કેમ આગળ વધવું તેનોજ વિચાર તમારી પાસે કરાવે છે. જ્યારે તમે ધ્યાન કરવા બેસશો ત્યારે તમને પોતાને જોઇતી એક વસ્તુનું ધ્યાન કરવા નહીં દેતાં તેને પોતાને જે અનેક ચીજ પસંદ છે તેનો તમારી પાસે વિચાર કરાવવા મથશે. તમે પોતે આ મન—માનસ શરીર—નથી પણ તે તમારે વાપરવાનું એક સાધન છે, માટે આહિં પણ વળી વિવેકની જરૂર છે. તમારે સદા સર્વથા સાવધ રહેવું જોઇએ નહિતો તમે ભુલથાપ ખાઇ બેસશો. ગુપ્તજ્ઞાન અથવા પરાવિદ્યા

ખરા અને ખોટા વચ્ચેના ગોળગોળ નીવેડાને કબુલ રાખતું નથી. ગમે તેવા દેખીતા જોખમે પણ જે કંઇ ખરૂં હોય તેજ તમારે કરવું; અને અજ્ઞાની લોકો તમારે માટે ગમે તે બોલે અથવા વિચાર બાંધે તેની દરકાર નહીં કરતાં જે કંઈ ખોટું હોય તે તમારે કદી કરવું નહીં. સૃષ્ટિના ગૂઢનિયમોનો તમારે પૂરેપૂરો અભ્યાસ કરવો જોઇએ, અને જ્યારે તમને તે નિયમોનું જ્ઞાન થાય ત્યારે તમારે તમારૂં જીવન તે નિયમોને અનુકુળ બનાવવું જોઇએ. અને તેમાં પણ તમારે અક્કલ અને વ્યવહારીક જ્ઞાનનો ઉપયોગ કરવો જોઇએ.

મહત્વની અને બીનમહત્વની વસ્તુઓ વચ્ચે તમારે વિવેક કરવો જોઈએ. જયાં ખરા અને ખોટાની વાત હોય, જ્યાં ન્યાય અને અન્યાયનો સવાલ હોય, ત્યાં ખડકની માફક સ્થીર

રહેવું, અને જ્યાં બીનમહત્વની વાત હોય ત્યાં બીજા કહે તે કબુલરાખવું. કારણ કે તમારે હમેશાં નમ્ર, માયાળુ, ન્યાયી અને બીજાઓની ઇચ્છાને માન આપનારા થવું જોઇએ; અને જેવી સંપૂર્ણ સ્વતંત્રતાની તમને પોતને જરૂર છે તેવીજ સંપૂર્ણ સ્વતંત્રતા તમારે બીજાઓને પણ આપવી જોઇએ.

કરવાલાયક કામ શું છે તેનો પણ નિર્ણય કરો અને યાદ રાખજો કે કામના નાના અથવા મોટાપણા ઉપરથી તે કરવું અથવા નહીં કરવું તેનો નિશ્ચય કરવો નહીં. એક મોટું દેખાતું કામ કે જેને જગત્ સારૂ કામ કહેતું હોય તેવા કામ કરતાં એક ન્હાનું કામ કે જે ગુરૂદેવના કાર્યમાં સિધી રીતે ઉપયોગી થઇ પડે તેવું હોય તો તે કામ ઘણુંજ ઉમદા અને કરવાલાયક છે. તમારે ઉપયોગી અને નિરૂપ-

યોગી કામ વચ્ચે નિર્ણય કરવાનો છે એટલુંજ નહીં પણ વધારે ઉપયોગી અને ઓછા ઉપયોગી કાર્યો વચ્ચે પણ વિવેક કરવાનો છે. ગરીબ ભૂખે મરતાં લોકોને ખાવાનું આપવું તે સારૂ, ઉમદા અને હિતકર કાર્ય છે; પરંતુ તેઓના શરીરનું પોષણ કરવા કરતાં તેઓના જીવાત્માનું જ્ઞાનથી પોષણ કરવું તે વધારે ઉમદા અને વધારે હિતકર કાર્ય છે. દેહનું પોષણ તો કોઇ પણ શ્રીમંત કરી શકશે પણ જીવાત્માનું પોષણ તો માત્ર જ્ઞાની પુરૂષોજ કરી શકશે; માટે જો તમને જ્ઞાન પ્રાપ્ત થયું હોય તો બીજા લોકોને જ્ઞાન પ્રાપ્ત કરવામાં સહાયતા કરવી તે તમારો ધર્મ છે.

તમે ગમે તેવા બુદ્ધિમાન હશો તો પણ આ પરમપદમાર્ગ પર તમારે ઘણું શિખવાનું રહે છે; એટલું બધું શિખવાનુ છે કે અહિયાં

પણ વિવેકની જરૂર છે, અને તેથી તમારે પ્રથમ શિખવાલાયક શું છે તેનો લક્ષપૂર્વક વિચાર કરવો જોઈએ. સઘળું જ્ઞાન જરૂરનું છે અને એક દિવસે તમને સઘળું જ્ઞાન મળશે; પરંતુ જ્યાં સુધી તમને જ્ઞાનનો થોડોજ ભાગ મળે છે ત્યાં સુધી તો તે ભાગ તમારે એવા પ્રકારનો પસંદ કરવો જોઈએ કે જે તમને સૌથી વધારે ઉપયોગી થઈ પડે. ઈશ્વર જ્ઞાનરૂપ તેમજ પ્રેમરૂપ છે; અને જેમ જેમ તમારામાં જ્ઞાન વધતું જશે તેમ તેમ ઈશ્વરી ભાવ પણ તમારામાં વધારે પ્રગટ થતો જશે. માટે અભ્યાસ કરો; પણ પ્રથમ એવી વિદ્યાનો અભ્યાસ કરો કે જે વિદ્યા બીજા લોકોને મદદ કરવામાં તમને બહુજ ઉપયોગી થાય. લોકો તમને જ્ઞાની ગણે અથવા તો તમને જ્ઞાની થવાથી આનંદ પ્રાપ્ત થાય એવા હેતુથી નહીં

પરંતુ માત્ર જ્ઞાની પુરૂષોજ જ્ઞાનપૂર્વક બીજાને મદદ કરી શકેછે એટલા માટે તમે ધીરજથી તમારો અભ્યાસ ચાલું રાખજો. બીજાને સહાય કરવા તમે ગમે તેટલા આતુર હો, તો પણ જો તમે પોતેજ અજ્ઞાની હો તો બીજાનું સારૂં કરવા જતાં તેનું વધારે નુકસાન કરી બેસશો.

તમારે સત્ય અને અસત્ય વચ્ચે પણ વિવેક કરવો જોઇએ; તમારે મન વાણી અને કર્મ હરેકમાં સત્યપરાયણ થવું જોઇએ.

પ્રથમ સત્ય વિચાર કરતાં શિખવું જોઇએ; અને આ કામ કંઇ સહેલું નથી, કારણકે આ દુનિયામાં ઘણા ખોટા વિચારો તથા ઘણા મૂર્ખાઇભરેલા વહેમો છે, અને જે માણસ આવા ખોટા વિચારો તથા વહેમોનો ગુલામ બને છે તે પોતાની ઉન્નતિ કરી શકતો નથી. માટે બીજા

ઘણા લોકો અમૂક વિચાર ધરાવે છે, અથવા તો સેંકડો વર્ષોથી તે વિચાર મનાતો આવ્યો છે, અથવા તો મનુષ્યો જેને પવિત્ર માને છે તેવા પુસ્તકમાં તે વિચાર દર્શાવેલો છે એ ઉપરથી તમારે અમૂક વિચાર ધરાવવો જોઇએ નહીં; પણ તે બાબતનો તમારે પોતે વિચાર કરવો જોઇએ અને તે બાબત યુક્તિયુકત—વ્યાજબી—છે કે કેમ તેનો નિર્ણય પણ તમારે પોતાની અક્કલથીજ કરવો જોઇએ. યાદ રાખજો કે એક હજાર માણસો અમૂક બાબતપર એકમત થતા હોય પણ જો તેઓ તે બાબત વિષે કંઇ પણ જાણતા ન હોય તો તેમનો અભિપ્રાય કશી કીંમતનો નથી. ગુરૂપરંપરાને માર્ગે મુસાફરી કરવાની જેની ઇચ્છા છે તેણે તો પોતાની મેળેજ દરેક બાબત સમજવી જોઇએ કારણકે વહેમ એ જગતમાં પ્રસરેલો મોટામાં મોટો

અનર્થ છે. તે એક બેડી છે કે જેમાંથી તમારે તદ્દન મુક્ત થવું જોઇએ.

બીજા લોકોને લગતા તમારા વિચારો સત્યજ હોવા જોઈએ; તેઓના સંબંધમાં એવા વિચારો તમારે કરવા જોઇએ નહિ કે જે વિષે તમે જાતે કંઈ જાણતા ન હો. એમ નહીં ધારતા કે તેઓ હમેશાં તમારોજ વિચાર કરે છે. જો કોઈ માણુસ કંઈ એવું કામ કરે કે જે તમને નુકસાનકારક થશે એમ તમને જણાય, અથવા તો કોઇ માણુસ એવું કંઇ કહે કે જે તમને લાગુ પડતું હોય એમ તમને દેખાય તોપણ "મને નુકસાન કરવાના હેતુથીજ તેણે એમ કરેલું છે." એમ એકાએક મત બાંધશો નહીં. ઘણુંકરીને તો તે માણુસે તમારા વિષે બીલકુલ વિચાર પણ કર્યો નહિ હોય, કારણકે દરેક જીવાત્માને પોતાનીજ મુશ્કેલીઓ વળગેલી હોય

છે અને તેના સઘળા વિચારો મુખ્યત્વે કરીને પોતાનેજ લગતા હોય છે. જો કોઈ માણસ તમારી સાથે ગુસ્સાથી વાત કરે તો "તે મને ધિક્કારે છે, તે મારૂં દીલ દુભાવવા ઈચ્છેછે" એમ એકદમ માની બેસતા નહિ. કદાચ એમ પણ હોય કે કોઇ માણસ અથવા કોઈ બાબતને લીધે તેને ગુસ્સો ચઢયો હોય અને ભોગજોગે તમને મળવાથી તે પોતાનો ગુસ્સો તમારાપર કાઢતો હોય; આવું તેનું વર્તન મૂર્ખાઈભરેલું છે, કારણકે હરેક પ્રકારનો ક્રોધ મૂર્ખાઈભરેલો છે, પરંતુ તે પરથી તમારે તેને માટે ખોટો વિચાર કરવો જોઇએ નહિ.

જ્યારે તમે ગુરૂદેવના એક શિષ્ય થાઓ ત્યારે તો તમારા વિચારને તેઓશ્રીના વિચારની જોડમાં મૂકીને તમારા વિચારની સત્યતા તપાસી શકશો. કારણકે શિષ્ય તેના ગુરૂદેવ સાથે એક

રૂપ થઈ ગયેલો હોય છે, અને તેથી પોતાનો વિચાર ગુરૂદેવના વિચાર સાથે બંધ બેસતો થાય છે કે નહિ તે જોવા માટે તેને માત્ર પોતાના વિચારને ગુરૂદેવના વિચારની જોડે મૂકવાનીજ જરૂર હોય છે. જો પોતાનો વિચાર ગુરૂદેવના વિચાર જોડે મળતો ન થાય તો તે ખોટો છે એમ સમજી શિષ્ય પોતાનો વિચાર તુરતજ બદલી નાખે છે; કારણ કે ગુરૂદેવ સર્વ જાણે છે અને તેથી તેઓશ્રીનો વિચાર હમેશાં પરિપૂર્ણ—સત્યજ—હોય છે. જેઓને હજુ ગુરૂદેવે પોતાના શિષ્ય તરીકે કબુલકરેલા નથી તેઓ ઉપર જણાવ્યા મૂજબ પોતાના વિચારની પરીક્ષા કરી શકશે નહીં; તથાપિ તેઓ કંઈપણ કાર્ય કરતાં પહેલાં "શ્રીગુરૂ આવી બાબતમાં કેવો વિચાર ધરાવે? આવા સંયોગમાં શ્રીગુરૂ શું કરે? અથવા શું કહે?" એમ વિચાર કરવાને

વારંવાર થાભે તો તેઓને પોતાને ઘણો લાભ થાય. વાસ્તે ગુરૂદેવને જેનો વિચાર કરતા, જે કહેતા અથવા જે કાર્ય કરતા તમે કલ્પી શકો નહીં તે તમારે કદી પણ વિચારવું, કહેવું કે કરવું નહિ.

તમારી વાણીમાં પણ સત્યતા હોવી જોઇએ. તમારા શબ્દો સાચેસાચા અને અતિશયોકતી વગરના હોવા જોઇએ. બીજાનો હેતુ જાણ્યા વગર તેઓ અમૂક હેતુથીજ કામ કરે છે એમ તમારે કદી પણ કહેવું નહિ. માત્ર તેના ગુરૂદેવજ તેના વિચારો જાણે છે અને તમારી કલ્પનામાં પણ ન આવ્યા હોય એવા કારણોથી તે માણસ કામ કરતો હોય. જો તમે કોઇની પણ વિરૂદ્ધ કાંઇ વાત સાંભળો તો તે વાત પાછી બીજા લોકોને કહી સંભળાવતા નહિ. કદાચ તે વાત ખરી ન હોય અને ધારોકે ખરી હોય તોપણ તે વિષે એક પણ શબ્દ ન બોલવો તે

વધારે માયાળુ વર્તન છે. કંઇ પણ બોલવા પહેલાં સારી રીતે વિચાર કરજો નહિ તો વખતે ભૂલભરેલા શબ્દો તમારાથી બોલાઈ જશે.

તમારા વર્તનમાં પણ તમે સત્યતા રાખજો. તમે જેવા અંદર હો તેથી બાહેર જુદા દેખાડવાનો પ્રયત્ન કરશો નહિ; કારણકે દરેક જાતનો ખોટો ડોળ સત્યના પવિત્ર પ્રકાશને ઢાંકીદે છે, કે જે પવિત્રપ્રકાશ જેમ સૂર્યનો પ્રકાશ નિર્મળ કાચ-માંથી ઝળકી નિકળે છે તેમ તમારામાંથી ઝળકી નિકળવો જોઇએ.

સ્વાર્થી અને નિઃસ્વાર્થી કામ વચ્ચે પણ તમારે વિવેક કરવો જોઇએ. કારણકે સ્વાર્થ ઘણાં રૂપો ધારણ કરેછે; જ્યારે તમે એમ ધારતા હો કે તેના અમૂક રૂપનો તમે છેવટનો નાશ કર્યો છે, ત્યારે પણ તે કોઇ બીજા રૂપમાં તેટલાજ બળથી પ્રકટી નિકળેછે. પણ ધીમે ધીમે, બીજાઓને મદદ કર-

વાનો વિચાર તમારામાં એટલો બધો વ્યાપી જશે કે તમને તમારા પોતાના સ્વાર્થને લગતો વિચાર કરવાનો સમય કે અવકાશ મળશે નહિ.

હજુ બીજી પણ એક બાબતમાં તમારે વિવેક કરવો જોઇએ. બાહેરથી કોઈપણ માણસ ગમે તેવો પાપી દેખાતો હોય અથવા કોઈપણ વસ્તુ બાહેરથી ગમે તેવી ખરાબ દેખાતી હોય તો પણ દરેક પ્રાણી પદાર્થમાં વ્યાપી રહેલા ઇશ્વરને ઓળખી કાઢવા શિખો. આ ઇશ્વરી ભાવ તમારામાં તેમજ તમારા બંધુમાં સામાન્ય રીતે રહેલો છે, તેના દ્વારા તમે તમારા બંધુને—મનુષ્ય બંધુને મદદ કરી શકશો. તેનામાં તે ઇશ્વરી ભાવને જાગ્રત કેમ કરવો તથા તે ઈશ્વરી ભાવને સહાયતાને માટે અરજ કેમ કરવી તે શિખો; આ રીતે તમે તમારા બંધુને ખોટે માર્ગે જતો અટકાવી શકશો.

---

૨

આ દુનિયામાં ઘણાં લોકો છે કે જેઓને નિર્વાસના-વૈરાગ્ય-નું સાધન ઘણું કઠીન લાગે છે કારણકે પોતાની મનકામનાઓ એજ પોતાનું જીવન છે એમ તેઓને જણાય છે, અને જો તેઓની ખાસ વાસનાઓ એટલે કે ભિન્ન ભિન્ન વસ્તુઓ તરફના તેમના રાગ અને દ્વેષને તેમની પાસેથી લઇ લેવામાં આવે તો જાણે તેમનો જીવજ ખેંચી લેવામાં આવ્યો હોય એમ તેઓને લાગેછે. જે લોકોએ ગુરૂદેવનું દર્શન કરેલું નથી તેમનીજ આવી સ્થીતિ હોય છે. ગુરૂદેવનાં પવિત્ર સમાગમનાં પ્રકાશમાં સઘળી વાસનાઓ નાશ પામેછે.

માત્ર ગુરૂદેવના જેવા થવાનીજ શુભ ઈચ્છા બાકી રહેછે, ગુરૂદેવના સમાગમમાં આવવાને ભાગ્યશાળીથાઓ તે પહેલાં પણ જો તમે ધારો તો વૈરાગ્ય પ્રાપ્ત કરી શકો—વાસના રહીત થઈ શકો ખરા. વિવેકના સાધને તમને અત્યાર સુધીમાં શિખવ્યું છે કે વૈભવ અને અધિકાર જેવી ચીજો કે જેનો મનુષ્ય જાતીનો મોટો ભાગ અભિલાષ ધરાવે છે, તે ચીજો કંઇ બીશાતની નથી; જ્યારે વૈભવ, અધિકાર વીગેરેના કરતાં બીજું કંઇ વધારે કીમતી છે, એમ માત્ર મોઢે બોલવાથીજ નહિ પણ તમારા અંતરમાં ખરેખરી ખાત્રી થાય છે, ત્યારે તેવી ચીજો માટેની સઘળી કામના બંધ પડી જાયછે.

આટલે સુધીતો સઘળું સહેલું છે; માત્ર તમારે આ સઘળું સમજવું જોઇએ એજ જરૂરનું છે. પરંતુ કેટલાક એવા મનુષ્યો છે કે જેઓ સંસારીક વસ્તુઓનો પરીત્યાગ તો કરેછે પણ તેમાં

તેમનો હેતુ સ્વર્ગ મેળવવાનો અથવા તો જન્મ મરણમાંથી મુક્ત થવાનોજ હોયછે; પણ આવી જાતની ભૂલ તમારે તો કરવીજ નહિ. જો તમે તમારા અહંભાવને તદ્દન ભૂલી જાઓ એટલે કે તમારામાં "હું" એવું કંઇ રહેજ નહિ, તો પછી તમે ક્યારે મુક્ત થશો અથવા તમને કેવી જાતનું સ્વર્ગ મળશે એ તમારે વિચારવાનું રહેશે નહિ. યાદ રાખજો કે દરેક જાતની સ્વાર્થી મનકામનાઓ, ગમે તેવા ઉત્તમ હેતુવાળી હોય, તોપણ બંધનકારક છે. જ્યાંસુધી તમે તેનાથી મુક્ત ન થાઓ ત્યાંસુધી ગુરૂદેવના કાર્યમાં તમે તમારી જાતને પૂરેપૂરી રીતે અર્પણ કરી શકશો નહિ.

જ્યારે સ્વાર્થને લગતી સઘળી વાસનાઓ નાશપામે ત્યારે પણ તમારા કાર્યનું પરિણામ જોવાની આશા રહે ખરી. જો તમે કોઇને મદદ કરોછો તો તમે તેને કેટલી સાહ્યતા આપીછે

તે જોવાને આતુર રહોછો. કદાચ તમે એમ પણ ઇચ્છોછો કે તે માણસ પણ તમારી મદદથી તેને પોતાને શું લાભ થયો છે તે જુએ અને તમારો ઉપકાર માને. આ પણ વાસનાજ છે, અને સાથે કર્મના નિયમમાં અવિશ્વાસ પણ છે. જ્યારે તમે બીજાને સહાયતા કરવા માટે તમારી શક્તિનો ઉપયોગ કરોછે, ત્યારે તમે જોઈ શકો કે ન જોઇ શકો તોપણ તેનું કંઇને કંઇપરિણામ તો આવેછેજ. જો તમે કર્મનો મહાન્ નિયમ જાણતા હો તો આનું આવું પરિણામ આવવુંજ જોઇએ એમ તમે જાણોછોજ માટે બદલાની આશા રાખ્યા સિવાય માત્ર સત્યનેજ ખાતર તમારે સત્ય વર્તન કરવું જોઇએ; કર્મનું ફળ જોવાની આશા રાખ્યાસિ-વાય, માત્ર કામ કરવાનેજ ખાતર તમારે કામ કરવું જોઇએ, તેજ પ્રમાણે તમને જનસેવા પ્રિય છે, એટલુંજ નહિ પણ જન સેવામાં તમે તમારી

જાતને અર્પણ કર્યા વિના રહી શકો તેમ નથી એટલા માટે તમારે સેવા ધર્મ સ્વીકારવો જોઇએ.

સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની ઈચ્છા તમારે રાખવી નહિ, સિદ્ધિઓથી તમને ઘણો લાભ થશે એમ જ્યારે ગુરૂદેવને લાગશે ત્યારે સિદ્ધિઓ પોતાની મેળે તમને આવી મલશે. કવખતે તે મેળવવા માટે પ્રયત્ન કરવાથી ઘણી વખત બહુ કલેશ અને સંકટ આવી પડેછે. ઘણીવાર આવો માણસ મોહ ઉત્પન્ન કરનારા શુદ્રદેવતાઓથી આડેમાર્ગે દોરાયછે, અથવા તો તે અભિમાની બની જઇ, પોતે કદી ભૂલ કરેજ નહિ એમ માની બેસ છે. કોઇપણ રીતે એટલું તો ખરૂંજ છે કે આ સિદ્ધિઓની પાછળ જે કાળ અને શકિત વાપરવાં પડેછે તેનો ઉપયોગ જન સેવામાં સારો થઈ શકે. જ્યારે તમે ઉન્નતિક્રમમાં આગળ વધશો ત્યારે તે સિદ્ધિઓ પોતાની મેળે તમને પ્રાપ્ત થશે.

તેઓને તમારી પાસે આવ્યા વિના છૂટકોજ નથી; અને જો ગુરૂદેવને જણાશે કે સિદ્ધિઓ તેવા વખત આવ્યા પહેલાં મળવાથી તમને વધારે લાભ થશે તો તે નિર્ભયરીતે કેવી રીતે મેળવવી તે તેઓશ્રી તમને બતાવશે. આવો વખત આવે ત્યાં સુધી તો સિદ્ધિ વગરના રહેવું તે તમારે માટે વધારે સારૂ છે.

હમેશના વ્યવહારમાં જે કેટલીક નાની નાની વાસનાઓ સાધરણ રીતે માલમ પડેછે તેનાથી પણ તમારે સાવધ રહેવું. લોકોમાં દીપી નિકળવાની અથવા ચતુર દેખાવાની ઇચ્છા કદી કરશો નહિ; બોલવા માટે પણ આતુર રહેશો નહિ. થોડું બોલવું એ સારૂ છે, તેના કરતાં પણ તમે જે કંઇ કહેવા માંગોછો તે સત્ય પ્રિય અને હિતકારક છે એવી તમારી પુરેપુરી ખાત્રી થાય ત્યાં સુધી કંઇપણ નહિ બોલવું તે વધારે ઉત્તમ છે.

કંઇ પણ બોલવા પહેલાં, તમે જે કહેવા માગોછો તેમાં ઉપર બતાવેલા ત્રણ ગુણોછે કે નહિ તેનો સાવચેતીથી વિચાર કરજો; જો એ ગુણો તેમાં ન હોય તો મૂંગાજ બેસી રહેજો.

બોલવા પહેલાં સાવધપણે વિચાર કરવાની ટેવ હમણાથી પાડવી તે વધારે સારી છે; કારણકે જ્યારે તમે જ્ઞાનનાં દ્વાર ઉઘાડનારી "દીક્ષા" લેવાની સ્થીતિએ પહોંચશો ત્યારે રખેને બહાર સાધારણ લોકોને નહિ કહેવા જેવી વાત તમારા મોંમાંથી નીકળી જાય, એટલા માટે તમારે તમારા દરેક શબ્દ પર ધ્યાન રાખવું પડશે. સામાન્ય રીતે જે વાતચીત કરવામાં આવે છે તેમાંની ઘણી ખરી તો નકામી અને મૂર્ખાઇભરેલી હોયછે; અને જ્યારે તે બીજા માણસની નીંદાની વાત હોય છે ત્યારે તો તે પાપરૂપજ છે. માટે બોલવા

કરતાં સાંભળવાનીજ ટેવ પાડો; જ્યાંસુધી તમને ખુલ્લી રીતે પૂછવામાં ન આવે ત્યાં સુધી તમારે તમારો અભિપ્રાય કદી આપવો નહિ. મુમુક્ષુને ગૃહણ કરવાલાયક સાધનો એક ઠેકાણે આ પ્રમાણે દેખાડવામાં આવ્યાંછે. જાણવું, નિર્ભયપણે વર્તવું, દૃઢસંકલ્પ કરવો, અને મૌન રાખવું; આ ચારમાંનુ છેલ્લુ સાધન સૌથી કઠીન છે.

બીજા લોકોના કામમાં માથું મારવાની ઈચ્છા પણ જગત્‌માં સાધારણ રીતે જોવામાં આવે છે; આ ઇચ્છાને પણ તમારે મજબુતીથી દાબી દેવી જોઈએ. બીજો માણસ શું કરે છે, કહેછે અથવા માન્યતા ધરાવેછે તેની સાથે તમને કંઈપણ સંબંધ નથી, અને તમારે તેને તેની મરજી મુજબ કરવા દેવું જોઇએ. જ્યાંસુધી તે માણસ બીજા કોઈની

વચ્ચે આવતો નથી ત્યાંસુધી તેને કર્મ, વાણી અને વિચારમાં સ્વતંત્રતા ભોગવવાનો સંપૂર્ણ હક્ક છે. તમને વ્યાજબી લાગે તે કરવાની સ્વતંત્રતા તમે તમારા પોતાને માટે માગોછો, તો તેજ સ્વતંત્રતા તમારે તે માણસને પણ આપવી જોઈએ; અને જ્યારે તે તેની સ્વતંત્રતાનો ઉપયોગ કરતો હોય ત્યારે તેને વિષે વાત કરવાનો તમને બીલકુલ અધિકાર નથી.

અમૂક માણસ ખોટું કરેછે એમ જો તમને લાગે અને જો ખાનગી રીતે અને ઘણી સભ્યતાથી તમારો વિચાર તેને કહી બતાવવાની તક તમે મેળવી શકો, તો એ સંભવિત છે કે તમે તેને સમજાવી શકો; પરંતુ ઘણા એવા સંજોગો હોય છે કે જેમાં એ પ્રમાણે કરવું તે પણ અયોગ્ય રીતે વચ્ચે આવવા જેવું ગણાય. ગમે તેમ થાય તોપણ

તમારે ત્રીજા માણુસ પાસે જઇને તેની નિંદા તો કરવીજ નહિ, કારણકે તે તો ઘણુંજ દુષ્ટ કર્મ છે.

જો કોઇ બાલક અથવા પશુઉપર ઘાતકીપણું ગુજરતું તમે જુવો તો તે અટકાવવા વચ્ચે પડવું તે તમારો ધર્મ છે. જો કોઇ માણુસને દેશના કાયદાનો ભંગ કરતાં તમે જુઓ તો તમારે યોગ્ય અધિકારીઓને ખબર આપવી. જો કોઈ માણુસને શિખવવાનું કામ તમને સોંપવામાં આવ્યું હોય તો માયાળુપણે તેને તેના દોષો બતાવવા તે તમારૂં પોતાનું કર્તવ્ય ગણાય. આવા પ્રસંગો સિવાય તમારે તમારૂં કામ સંભાળવું અને મૌન રહેવાનો સદ્ગુણ ખીલવવો.

—

## ૩

સુહાચાર અથવા ષટ્સંપત્તિના છ અંગો જે ખાસ જરૂરનાં છે તે ગુરૂદેવે નિચે મુજબ આપેલાં છેઃ—

૧. મનનો નિગ્રહ.

૨. કર્મનો નિગ્રહ.

૩. સહનશિલતા.

૪. ચિત્તની પ્રસન્નતા.

૫. એકાગ્રતા.

૬. શ્રદ્ધા.

(ચાર સાધનોનાં નામોની માફક આ છ અંગોમાંના કેટલાંએકને જુદાં નામો આપવામાં આવે છે તે હું જાણું છું. પરંતુ ગુરૂદેવે મને સમજાવતી વખતે જે નામો વાપર્યાં હતાં તેજ

નામનો ઉપયોગ હું અત્રે હરેક બાબતમાં કરૂં છું.)

૧. મનનો નિગ્રહ:–વાસના શરીરને નિયમમાં રાખવું જોઈએ એમ નિર્વાસનાનું સાધન જણાવે છે; તેજ પ્રમાણે માનસિકશરીરને નિયમમાં રાખવાનું આ મનના નિગ્રહ ઉપરથી સમજાય છે. મનનો નિગ્રહ એટલે સ્વભાવ, મન અને જ્ઞાનતંતુઓ ઉપરનો કાબુ. તમને ગુસ્સે થતા અને અધિરા બનતા અટકાવવા માટે સ્વભાવ ઉપર કાબુ; તમારા વિચારો હમેશાં શાંત અને સ્થિર રહે તેને માટે મનનો પોતાનાપરનો અંકુશ; અને જ્ઞાનતંતુઓ જેમ બને તેમ ઓછા ઉશ્કેરાય તે માટે મનદ્વારા તેઓનો પણ નિગ્રહ. જ્ઞાનતંતુઓને નિયમમાં રાખવાનું આ છેલ્લું કામ કઠીન છે, કારણકે જ્યારે તમે પરમપદમાર્ગપર પ્રવેશ કરવાનો પ્રયત્ન કરોછો ત્યારે તમારા શરીરને તીવ્ર લાગણીવાળું બના-

વ્યા સીવાય તમારો છુટકો નથી; અને તેથી જ્ઞાનતંતુઓ કંઈ અવાજ અથવા આંચકાથી તુરતજ બેચેન અને અસ્વસ્થ થાય છે; અને કોઇ પણ જાતના દબાણથી વિશેષ પીડાય છે. પરંતુ આવી સ્થીતિમાં તમારે તમારાથી બનતું કરવું.

શાંતમન ધૈર્ય પણ સૂચવે છે કે જેથી ગુરૂ માર્ગની કસોટીઓ અને સંકટોની સામે તમે નિર્ભયપણે ઉભા રહી શકો. શાંતમનમાં સ્થિરતાનો પણ સમાવેશ થાય છે; કે જેથી દરેક મનુષ્યની જીંદગીમાં આવી પડતી વિપત્તિઓને તમે નજીવી લેખો, અને જેમ ઘણા લોકો જરા જેવી બાબતોની નિરંતર ચિંતા કરવામાં પોતાનો ઘણો વખત ગુમાવે છે તેવી ચિંતાથી તમે દુર રહો. શ્રીગુરૂ કહે છે કે એક માણસને બહારથી જે કાંઈ આવી પડે તેની તેણે દરકાર

કરવી નહિ; શોક, સંકટ, માંદગી કે નુકશાન આ સર્વને તેણે તૃણવત્ ગણવાં, અને આ સર્વને લીધે પોતાના મનની શાંતિનો ભંગ થવા દેવો નહિ. આ શોક, સંકટ વીગેરે પૂર્વ કર્મનું ફળ છે, અને જ્યારે આવાં દુઃખો આવી પડે ત્યારે તમારે પ્રસન્નમનથી સહન કરવાં. તમારે યાદ રાખવું કે સઘળા કષ્ટો ક્ષણિક છે અને તમારો ધર્મ તો હમેશાં પ્રસન્ન અને શાંત રહેવાનો છે. આ સઘળી વિપત્તિઓ આ જન્મ સાથે નહિ પણ તમારા ગત જન્મોની સાથે સંબંધ ધરાવનારી છે; તમે તેને કોઇ રીતે ફેરવી શકશો નહિ, માટે તેને માટે ચિંતા કરવી નકામી છે. એના કરતાં હાલ તુરત તમે શું કરો છે તેનોજ વિચાર કરો, કારણ કે તેના ઉપર તમારી આવતી જીંદગીના બનાવોનો આધાર છે અને તેમાં ફેરફાર કરવાને તો તમે

શક્તિવાન છે.

તમારે કદી પણ શોક અથવા ઉદાસીનતાને વશ થવું નહિ. ઉદાસીનતા પાપરૂપ છે કારણકે તે ચેપીરોગની માફક બીજા લોકોનાપર પણ અસર કરે છે અને તેઓનું જીવીત વધારે દુઃખી બનાવે છે; આમ કરવાનો તમને બીલકુલ અધિકાર નથી- માટે જો કોઇ પણ વખતે તમારા પર ઉદાસીનતા આવી પડે તો તેને તમે તુરતજ દુર કરજો.

હજી એક બીજી રીતે તમારે તમારા મન ઉપર અંકુશ રાખવો; તમારે તેને આમતેમ ભટકવા દેવું નહિ. તમારે જે કંઈ કરવું હોય તે એકાગ્ર ચિત્તથી કરો; આમ કરવાથી તે કામ સંપૂર્ણ રીતે થશે. તમારા મનને નિરૂદ્યમી થવા દેવું નહિ, પણ હમેંશા શુભ વિચારોને તેના એવા કોઇ ભાગમાં ભરી રાખવા કે જેથી જ્યારે

તે કોઈ પણ કામમાંથી પરવારે કે તુરતજ તે વિચારો તેની સામે આવી ઉભા રહે.

હમેંશા શુભ કર્મોમાં તમારી વિચાર શક્તિનો ઉપયોગ કરો, અને વિશ્વની ઉન્નતિ માટે કામ કરતી અનેક શક્તિઓમાંની એક શક્તિરૂપ થાઓ. કોઈ માણસ શોકમાં, દુઃખમાં અથવા સહાયતાની જરૂરમાં છે એમ તમે જાણતા હો તેવા કોઈ એકાદ માણસ સંબંધી દરરોજ વિચાર કરો અને તેના તરફ તમારા પ્રેમનો પ્રવાહ મોકલતા રહો.

તમારા મનને અભિમાનથી દૂર રાખો કારણકે અભિમાન અજ્ઞાનતાનુંજ પરિણામ છે. જે માણસ અજ્ઞાની હોય છે તે પોતાને મોટો સમજે છે અને આ અથવા પેલું મોટું કાર્ય પોતે કરેલું છે એમ ધારે છે; પણ જ્ઞાની પુરૂષ તો જાણે છે કે ઇશ્વરજ મોટો છે અને સઘળાં સારાં કામો

તેનીજ શક્તિથી થાય છે.

૨. કર્મનો નિગ્રહ—જો તમારા વિચારો જેવા જોઈએ તેવા હશે તો તમારા આચરણના સંબંધમાં તમને વધારે મુશ્કેલી પડશે નહિ. પણ આ ઠેકાણે યાદ રાખવું જોઇએ કે મનુષ્ય જાતિનું ભલું કરવા માટે માત્ર વિચારથીજ ન અટકતાં તે વિચારને કાર્યનું રૂપ આપવું જોઇએ. જરા પણ આલસ્ય નહિ કરતાં શુભ કર્મમાં ચાલુ પ્રવૃત્તિજ રાખવી જોઈએ. પણ તેમ કરતાં તમારે માત્ર તમારી પોતાનીજ ફરજ બજાવવી; અને બીજાના કર્તવ્યમાં માથું મારવું નહિ. બીજાને કરવાનું કામ જો તમારે કરવું પડે તો માત્ર તેની રજાથી અને તેને સહાયભૂત થવાના હેતુથીજ કરવું. દરેક મનુષ્યને તેનું પોતાનું કામ તેની પોતાનીજ રીતે કરવા દો; જ્યાં તમારી મદદ માંગવામાં આવે ત્યાં મદદ કરવા હમેંશા

તૈયાર રહો; અને કદીપણ બીજાના કામમાં વચ્ચે આવતા નહિ. આ દુનીયામાં પોતાનાજ કામમાં ધ્યાન આપતાં શિખવાનું ઘણા લોકોને અત્યંત કઠીન લાગે છે, પરંતુ તમારે તો બરોબર તેમજ કરતાં શિખવું.

તમે વધારે મહત્વનું કાર્ય માથે લેવા પ્રયત્ન કરો છો તેથી તમારે તમારી સામાન્ય ફરજોને ભુલી જવી નહિ. જ્યાં સુધી આ ફરજો પૂર્ણપણે બજાવો નહિ ત્યાં સુધી તમે બીજી સેવાઓ સ્વીકારવાને સ્વતંત્ર નથી. તમારે કોઈપણ નવી સાંસારિક ફરજો માથે લેવી નહિ, પણ જે ફરજો અત્યાર સુધીમાં તમે વ્હોરી લીધી છે તે તો પૂરેપૂરી રીતે તમારે બજાવવી; પણ જેને સ્પષ્ટ અને વાજબી ફરજો તરીકે તમે માન્ય રાખતા હો તેવી ફરજોજ તમારે બજાવવાની છે, નહિ કે કલ્પિત ફરજો કે

જે બીજા લોકો તમારા ઉપર નાખવાનો પ્રયત્ન કરતા હોય. જો તમે ગુરૂદેવના શિષ્ય થવા ઇચ્છતા હો તો તમારે હમેશના સાધારણ કર્મો પણ બીજાઓના કરતાં વધારે ખરાબ રીતે નહિ પણ વધારે સારી રીતે કરવાં જોઇએ, કારણકે આ કર્મો પણ તમારે ગુરૂદેવનીજ ખાતર કરવાનાં છે.

૩. **સહનશીલતા.**—તમારે સર્વ તરફ સંપૂર્ણ રીતે સહનશીલ થવું, અને તમારા પોતાના ધર્મની માન્યતાઓની માફક બીજા ધર્મના લોકોની માન્યતાઓમાં પણ ખરાદીલથી ઉત્સાહ ધરાવવો; કારણકે તેઓનો ધર્મ પણ તમારા ધર્મની માફક પરમપદ મેળવવાનોજ એક માર્ગ છે. સર્વને મદદ કરવા માટે સર્વ સિદ્ધાન્તો બરાબર સમજવાં એ તમારે માટે જરૂરનું છે.

પણ આવી પૂર્ણ ઉદ્દારવૃત્તિ અને સહન-શીલતા પ્રાપ્ત કરવા માટે પ્રથમ તો તમારે પોતાને વહેમ અને ધર્માંધપણાથી મુક્ત થવું જોઈએ. આ વાત જાણવી જોઇએ કે ધર્મની કોઇપણ બાહ્ય ક્રિયાઓ જરૂરની નથી; નહિ તો જે માણસો તેવી ક્રિયાઓ નાહ કરતા હોય તેઓના કરતાં એવી ક્રિયા કરનારાઓ પોતાને વધારે ઉચ્ચ ગણશે. તેમજ જે લોકો હજી બાહ્યક્રિયાને વગળી રહ્યા હોય તેમને તેટલા માટે ધિક્કારવા નહિ. તેમને તેઓની ઇચ્છા પ્રમાણે વર્તવાદો; માત્ર તેઓએ, તમે કે જેને સત્યદર્શન થયું છે તેમની વચ્ચે આવવું નહિ; એટલે કે જે સ્થીતિ તમે પસાર કરી ગયા છો તેમાં તેઓએ બળાત્કારથી તમને પાછા ઘસડવાનો પ્રયત્ન કરવો જોઇએ નહિ. દરેક બાબતમાં ઘટતી છુટ મુકો અને સઘળા સાથે

માયાળુપણે વર્તો.

હવે તમારી આંખો ઉઘડીછે, તેથી તમારી કેટલીક જુની માન્યતાઓ અને જુની બાહ્ય-ક્રિયાઓ તમને અર્થવગરની લાગશે; કદાચ ખરેખર તે એવીજ છે. જો કે હવે તમે તેમાં વધારે વખત ભાગ લઈ શકશો નહિ, તોપણ જે સાત્વિક જીવોને માટે હજી તેવી ક્રિયાઓ જરૂરની છે તેવા જીવોને ખાતર તમારે તે ક્રિયાઓને માન આપવું. આ વિશ્વમાં આવી ક્રિયાઓને માટે સ્થાન છે અને તેનો ઉપયોગ પણ છે. તમે જ્યારે બાળક હતા ત્યારે બે લીટીઓ વચ્ચે સીધા અને એક સરખા અક્ષરો લખવાને શિખતા હતા, ને પછી જ્યારે તમે તે લીટીઓ સિવાય વધારે સારીરીતે અને છૂટે હાથે લખવા માંડયું એટલે તેવી બેવડી લીટીઓની તમને જરૂર રહી નહિ. તેવીજ રીતે આ બાહ્યક્રિયા-

ઓની પણ ચોકકસ ઉન્નતિએ પહોંચ્યા પછી વધારે વખત જરૂર રહેતી નથી. એક કાળ એવો હતો કે જ્યારે તમને એ ક્રિયાઓની જરૂર હતી, પણ હવે તે વખત વીતી ગયો છે.

એક સ્થળે એક મહાન્ સદ્‌ગુરૂએ લખ્યું છે કે "જ્યારે હું બાળક હતો ત્યારે બાળકની માફક બોલતો, બાળકની માફક સમજતો, અને વિચારપણ બાળકની માફક કરતો પણ જ્યારે હું પુખ્ત ઉમરનો થયો ત્યારે મેં બાળક્રીડાઓને બાજુએ મૂકી દીધી." પરંતુ જે પુરૂષ પોતાની બાલ્યાવસ્થા ભૂલી ગયો છે અને બાલકો તરફ પોતાની દીલસોજી બતાવી શકતો નથી તે પુરૂષ બાળકોને શિખવી કે મદદ કરી શકતો નથી. માટે સૌ સાથે પ્રેમથી, નમ્રતાથી અને સહનશીલતાથી એકસરખી રીતે વર્તો, પછી ભલે તે હીંદુ હોય કે બૌધ હોય, જૈન હોય કે

યાહુદી હોય, ખ્રીસ્તી હોય કે મુસલમાન હોય.

૪. ચિત્તની પ્રસન્નતા (આનંદી સ્વભાવ):– તમારે તમારૂં 'કર્મ' ગમે તેવું હોય તોપણ આનંદ સાથે સહન કરવું જોઇએ. જ્યારે તમારાપર દુઃખ આવી પડે ત્યારે તમને પોતાને ભાગ્યશાળી સમજવા; કારણકે તે દુઃખ સૂચવેછે કે કર્મદેવતાઓ તમને મદદ આપવા લાયક ગણેછે. તે દુઃખ ગમે તેવું કઠીન હોય તો પણ તમારે આભાર માનવો કે તે છે તેથી વધારે કઠીન નથી. યાદ રાખજો કે જ્યાં સુધી તમારૂં ખરાબ કર્મ ભોગવાઈ ન રહે અને તમે મુકત ન થાઓ ત્યાંસુધી તમે ગુરૂદેવના કાર્યમાં ઘણાજ થોડા ઉપયોગી થાઓ છો. તમે તમારી જાતને ગુરૂદેવને અર્પણ કરીને માગી લીધું છે કે તમારા કર્મોનો જલદીથી ક્ષય થાય; આથી કરીને જે કર્મ પુરેપુરૂ ભોગવી લેવાને તમને સો જન્મ લાગતે તે હવે તમે એક અથવા બે જીંદગીમાં

ભોગવી લ્યો છો. પણ આવી સ્થિતિનો ઉત્તમ લાભ લેવા માટે તમારે તે ખુશીથી અને પ્રશાન્ત ચિત્તથી સહન કરવું જોઇએ.

વળી એક બીજી બાબત પણ ધ્યાનમાં રાખો. તમારે સઘળી જાતની મમતા છોડી દેવી. બનવા જોગ છે કે તમારી વહાલામાં વહાલી ચીજ અ-થવા પ્રિયમાં પ્રિય માણસને પણ કર્મ તમારી પાસેથી લઇ લે. આવે વખતે પણ તમારે તો આનંદમાંજ રહેવું; અને સર્વસ્વ જવાનું થાય તો તેને માટે પણ તૈયાર રહેવું. ઘણીવાર ગુરૂદેવ પોતાના સેવકદ્વારા બીજાઓ ઉપર પોતાની ઉત્તેજક શકિત મોકલવાની જરૂર ધારે છે; પણ તેવે વખતે જો સેવક ઉદાસીનતામાં પડેલો હોય તો ગુરૂદેવ પોતાનું કામ તેના દ્વારા કરી શકતા નથી. માટે હમેંશા આનંદી રહેવાનો નિયમ રાખવો.

૫. એકાગ્રતા.—તમારે ગુરૂદેવનું કાર્ય કરવાનું છે, એ એક બાબતપર તમારે હમેંશા લક્ષ રાખવું. બીજું ગમે તે કામ કરવાનું તમારાપર આવે તોપણ આ ઉપરની બાબત તો તમારે કદીપણ ભૂલવી નહિ. ખરૂં જોતાં તો બીજું બહારનું એવું કંઈ કામ તમારાપર આવશેજ નહિ. કારણકે જે બીજાને મદદ રૂપ અને નિઃસ્વાર્થી કામ છે અને તેઓશ્રીને ખાતર તમારે તે કામ કરવાનું છે. તે કામ કરતી વખતે તેના દરેક ભાગપર તમારે પૂર્ણ લક્ષ આપવું, કે જેથી તે કાર્ય તમારાથી બને તેટલું ઉત્તમ થવા પામે. આગળ જણાવેલા ગુરૂદેવે વળી લખ્યું છે કે "તમે જે કંઇ કામ કરો તે મનુષ્યોને માટે કરવાનું છે એમ નહિ સમજતાં, ઈશ્વરનેજ ખાતર કરવાનું છે એમ સમજીને ખરાદીલથી કરો." ગુરૂદેવ પોતેજ હમણા તમારૂં કામ જોવા

પધારવાના છે એમ તમે જાણુતા હો તો તે કામ તમે કેવી રીતે કરો તેનો વિચાર કરો; તેવીજ રીતે તમારે તમારૂં સઘળું કામ કરવું જોઇએ. જેઓ વધારે જ્ઞાની હશે તેઓ ઉપર જણાવેલા ગુરૂવાક્યનો અર્થ વધારે સારી રીતે સમજશે. આ વચન જેવું એક વધારે પ્રાચીન વચન છે કે "જે કામ તારા હાથમાં આવે તે તારી સંપૂર્ણ શક્તિથી કરજે."

એકાગ્રતાનો એવો પણ અર્થ થાય છે કે જે ગુરૂમાર્ગ ઉપર તમે પ્રવેશ કરેલો છે ત્યાંથી કોઈ પણ કારણસર કોઇપણ વખતે એક પળ પણ તમારે પાછા હઠવું નહિ. કાંઇ પણ જાતની લાલચ, કોઈપણ પ્રકારનું દુનીયાદારીનું સુખ કે કોઇપણ રીતની સાંસારીક પ્રીતિથી તમારે તમારો માર્ગ છોડી બીજી દિશામાં દોરાવું નહિ. એટલે કે તમારે તે ગુરૂમાર્ગની સાથે

એક રૂપજ થઇ જવું. આ ઐક્યતા એટલે દરજ્જે તમારામાં સ્વભાવિક થવી જોઇએ કે તમે તે માર્ગે જાઓ છો એવો વિચાર કર્યા સિવાય પણ તમે તેજ માર્ગે ચાલ્યા જાઓ અને ત્યાંથી આડે માર્ગે જઇ શકો નહિ. તમે-તમારામાં રહેલા ઇશ્વરી અંશે-આ માર્ગે મુસાફરી કરવાનો નિશ્ચય કર્યો છે, હવે તે માર્ગ છોડી દેવો તે તમારા-ઇશ્વરી અંશને-તમારા પોતાને છોડી દેવા જેવું છે.

૬. શ્રદ્ધા-તમારે તમારા ગુરૂદેવમાં શ્રદ્ધા અને તમારા પોતાનામાં વિશ્વાસ રાખવો. જો તમને ગુરૂદેવનાં દર્શન થયાં હશે તો તમે અનેક જન્મો સુધી તેઓશ્રીમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખશોજ. જો તમને તેઓશ્રીનાં દર્શન નહિ થયાં હોય તોપણ તેઓ તમારી સમીપજ હોય એવું સમજવા પ્રયત્ન કરવો-સાક્ષાત્કાર

કરવા મથવું અને તેઓશ્રીપર શ્રદ્ધા રાખવી; કારણકે જો તમે એમ ન કરો તો ગુરૂદેવ પણ તમને મદદ કરવા શક્તિવાન થશે નહિ. જ્યાંસુધી સંપૂર્ણ શ્રદ્ધા ન હોય ત્યાંસુધી તેમના પ્રેમ અને પ્રભાવનો પૂર્ણ પ્રવાહ વહી શકશે નહિ.

તમારે તમારા પોતાનામાં વિશ્વાસ રાખવો. શું તમે એમ કહો છો કે તમે તમને પોતાને ઘણી સારી રીતે ઓળખો છો? જો તમને એમજ લાગતું હોય તો જાણજો કે તમે તમને પોતાને ઓળખતાજ નથી. તમે જેને ઓળખો છો તે તો નબળું બહારનું "આવરણ–પંચભૂતનું પુતળુંજ છે; અને તે ઘણી વખત કીચડમાં લપટાયું છે. પણ તમે–શુદ્ધ તમે તો ઇશ્વર રૂપ અગ્નિના એક વિસ્ફુલિંગ એટલે કે અંશ છો; ઇશ્વર કે જે સર્વ શક્તિમાન્ છે તેજ

ઇશ્વર તમારામાં છે, અને એ કારણસર આ વિશ્વમાં એવું કંઈ પણ નથી જે તમે દૃઢનિશ્ચય કરો તો કરી શકો નહિ. તમે તમને પોતાને કહો કે "જે કંઈ એક મનુષ્યે કરેલું છે તે બીજો પણ કરી શકે. હું પણ એક મનુષ્ય છું, મનુષ્ય છું એટલુંજ નહિ પણ મનુષ્ય હૃદયમાં વસતો ઇશ્વર છું; માટે હું આ કામ કરી શકીશ અને કરીશજ." કારણકે જો તમે આ ગુરૂ માર્ગપર પ્રવાસ કરવા ઇચ્છતા હો તો તમારે તમારી ઇચ્છાશક્તિને ઉત્તમ પાણી પાયેલી ગજવેલ ( પોલાદ ) જેવી દૃઢ બનાવવી જોઇએ.

—

૪

સઘળાં સાધનોમાં પ્રેમ સર્વથી વધારે અગત્યનો છે કારણુ કે જો તે કોઈ મનુષ્યમાં પુરતો પ્રબળ હોય છે તો તે તેને બીજા સાધનો પણુ પ્રાપ્ત કરાવે છે અને આ વિના બીજા સઘળા સાધનો સર્વદા અપૂર્ણજ રહે છે. સાધારણુ રીતે આ સાધન જન્મમરણુના ફેરામાંથી મુક્ત થવાની અને ઈશ્વર સાથે એકતા પામવાની તીવ્ર વાસના એટલે કે મુમુક્ષુતાના નામથી ઓળખાય છે. પણુ આ સાધનને આવા સંકુચિત રૂપમાં મુકવું તે કાંઇક સ્વાર્થીપણું સુચવે છે, અને તેમાં પૂરેપૂરો અર્થ આવી જતો નથી. કોઇપણુ જાતની વાસના અથવા કામનાને બદલે આ ગુણુ ઇચ્છાશક્તિ, નિશ્ચય અથવા સંકલ્પ

સૂચવે છે. તેનું ધારેલું ફલ લાવવામાટે તમારૂં આખું અંગ તે નિશ્ચય અથવા સંકલ્પથી એવી રીતે ભરી નાખવું જોઇએ કે પછી બીજી કોઇ લાગણી માટે અવકાશજ ન રહે. આ નિશ્ચય ઈશ્વર સાથે એક થવાનો છે અને તે પણ જીંદગીના દુઃખ અને કંટાળાથી મુક્ત થવાના હેતુથી નહિં, પણ ઈશ્વર ઉપરના તમારા અગાધ પ્રેમને લીધે તેની સાથે રહીને તેના જેવા કામો કરો એવા હેતુથી હોવો જોઇએ. ઈશ્વર કેવળ પ્રેમરૂપ છે તે કારણ સર તમે પણ તેની સાથે એક થવા માંગતા હો તો તમારે પોતાને તદ્દન નિઃસ્વાર્થી અને પ્રેમમય થવું જોઇએ.

તમારા દરરોજના વ્યવહારમાં આ પ્રેમ બે રૂપે દેખાવો જોઇએ; પહેલું તો કોઇ પણ સજીવ પ્રાણીને ઈજા ન થાય એવી સંભાળ રાખવી અને બીજું એ કે કોઇને મદદ કરવાના પ્રસંગ હમેશાં

શોધતા રહેવું.

પ્રથમ પ્રાણી માત્રને ઇજા નહિ કરવાનો વિચાર હાથમાં લઈએ. નિંદા, નિર્દયતા અને વહેમ એ ત્રણ પાપોએ બીજી સઘળી જાતના પાપો કરતાં આ દુનીયામાં વધારે હાની કરેલી છે, કારણકે તે ત્રણે પ્રેમની વિરૂદ્ધના પાપકર્મો છે. જે મનુષ્યને ઇશ્વરના પ્રેમથી પોતાનું હૃદય ભરવાની ઇચ્છા છે તેણે આ ત્રણે પાપોથી નિરંતર ચેતતા રહેવું.

નિંદા શું શું કરે છે તે જુઓ. કોઇના વિષે ખરાબ વિચાર સાથે તે શરૂ થાય છે, અને કોઇ વિષે ખરાબ વિચાર ધરાવવો એજ એક ગુન્હો છે. કારણકે દરેક મનુષ્યમાં અને દરેક વસ્તુમાં ગુણ તેમજ અવગુણ રહેલા છે. બેમાંથી કોઇને પણ આપણા વિચારથી મજબુતી આપી શકીએ અને તેમ કરીને જગતના ઉન્નતિક્રમને મદદ

કરી શકીએ અથવા તેમાં વિઘ્ન નાખી શકીએ; એટલે કે આપણે પરમેશ્વરની ઇચ્છાને અનુસરીને પણ ચાલી શકીએ અથવા તેનાથી સહેજ વિરૂદ્ધ વર્તન પણ કરી શકીએ. બીજાના દોષનો વિચાર કરતા રહ્યાથી ત્રણ અધમ કામો તમે એકીવેળા કરો છોઃ

(૧) તમારી ચારે બાજુએ સારાને બદલે ખરાબ વિચારો ફેલાવો છો અને તેમ કરીને જગત્‌ના દુઃખમાં વધારો કરો છો.

(૨) તે મનુષ્યમાં જે દોષ તમે ધારો છો તે હોયતો, તેનો વિચાર કરવાથી તમે તેને મજબુતી અને પોષણ આપો છો; અને તેમ કરીને તમારા બંધુને સુધારવાને બદલે બગાડો છો. ઘણુંકરીને તે દોષ તેનામાં નથી અને માત્ર તમારા મનથી તમે તેનામાં કલ્પ્યો છે; અને પછી તમારા ખરાબ વિચાર તમારા બંધુને ખોટું કામ કરવા લલચાવે

છે, કારણકે જો તે હજી પૂર્ણતાએ પહોંચ્યો ન હોય તો તમે તેને તમારી કલ્પના જેવો બનાવો છો.

( ૩ ) તમે તમારા મનને સારાને બદલે ખરાબ વિચારોથી ભરો છો અને તેમ કરીને તમારી ઉન્નતિ થતી અટકાવો છો, અને જેઓને દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઈ છે તેમની નજરે સુંદર અને પ્રિય દેખાવાને બદલે તમે કદરૂપા અને દુઃખ-જનક જણાવ છો.

પોતાના અને નિંદાનો ભોગ થઈ પડેલા પુરૂષના આવા અહિતથી સંતોષ ન પામતાં નિંદાખોર પોતાના ગુન્હામાં બીજાઓને ભાગીદાર બનાવવા માટે બનતો પ્રયત્ન કરે છે, અને બીજા લોકો પણ માની લેશે એવી આશામાં પોતાની પાપી વાર્તા આતુરતાથી તેમની આગળ કહે છે; અને તેઓ બધા પેલા ગરીબ, દુઃખી અને નિંદાનો ભોગ

થઇ પડેલા પુરૂષ ઉપર ખરાબ વિચારો મોકલવાના કામમાં સાથે જોડાય છે. અને આવી રીતે દીન પરદીન ચાલે છે અને એક નહિ પણ હજારો માણસો આ પ્રમાણે કરેછે. હવે તમે જોઇ શકો છો કે આ કેવું નીચ કામ છે–કેવું ભયંકર પાપછે? તેનાથી સર્વથા દૂર રહો. કોઇને વિષે બુરૂં બોલો નહિ; કોઇ તમારી આગળ બીજાનું બુરૂં બોલતો હોય ત્યારે તેને નરમાસથી કહો કે "કદાચ આ વાત સત્ય નથી અને સત્ય હોય તો પણ તે વિષે ન બોલવું એ વધારે માયાળુપણાનું કાર્ય છે."

હવે નિર્દયતા અથવા હિંસા તરફ જોઇએ. હિંસા બે પ્રકારની છે; એક જાણી જોઇને કરાતી હિંસા અને અને બીજી અજાણતા થઇ જતી હિંસા. કોઇ પણ જીવતા પ્રાણીને હેતુપૂર્વક દુઃખ દેવું તેનું નામ જાણી જોઇને કરવામાં આવતી હિંસા છે અને તે સૌથી મોટામાં મોટું પાપ છે–

તે માનુષી કર્મ નહિ પણ રાક્ષસી કર્મજ ગણાય. તમે કદાચ કહેશો કે આવું કામ તો કોઈ પણ મનુષ્ય કરશે નહિ; પણ મનુષ્યોએ તેવું કામ વારંવાર કર્યું છે અને હમણા પણ દરરોજ કરે છે. યુરોપમાં પાંચથી છ સૈકા પૂર્વે મનુષ્યના ધર્મ-વિચાર ઉપર દેખરેખ રાખવા માટે ખ્રિસ્તી લોકોના વડા ધર્મ ગુરૂ (પોપ) તરફથી નીમાયેલા ન્યાયાધિશોએ આવાં કામો કર્યાં છે; ઘણા ધાર્મિક મનુષ્યોએ તેવાં કાર્યો પોતાના ધર્મને નામે કરેલાં છે. જીવતા પ્રાણીઓ ઉપર અખતરા કરનારા ઘણા વિજ્ઞાનશાસ્ત્રીઓ (વિવિસેકટરો) હાલમાં તેમ કરે છે; ઘણા શિક્ષકોને પણ આવું કામ હમેશાં કરવાની ટેવ પડી ગયેલી છે. આ સર્વ લોકો " એતો એમ ચાલતુંજ આવ્યું છે." એમ કહી પોતાની પશુવૃત્તિનો ખોટો બચાવ કરેછે, પણ ઘણા લોકો અમુક ગુન્હારૂપ કાર્ય કરે તેથી તે કાર્ય ગુન્હારૂપ નથી

એમ કંઈ સિદ્ધ થતું નથી. કર્મ રૂઢિ અથવા રીત રીવાજની પરવા કરતું નથી; આ નિર્દયપણાનું કર્મ સર્વથી વિશેષ ભયંકર છે. આર્યાવર્તમાં આવા રીતરીવાજને માટે કશો બચાવજ નથી કારણ કે અહિંસાનો ધર્મ સર્વને સારી રીતે જાણીતો છે. નિર્દયતાના કર્મનું ફલ એવા મનુષ્યોને પણ મળવું જોઈએ કે જેઓ ઈશ્વરના પ્રાણીઓને જાણી જોઇને મારવાને માટે શિકારપર જાય છે અને તેને "શિકારની ગમત"નુ નામ આપે છે.

મારી ખાત્રી છે કે તમે આવાં કર્મો તો કરશોજ નહિ; અને ઇશ્વર તરફના તમારા પ્રેમની ખાતર જ્યારે એવી તમને તક મળશે ત્યારે આવા પાપ કર્મોની વિરૂદ્ધ ખુલ્લી રીતે બોધ કરશોજ. પણ જેમ કાર્યમાં તેમજ વાણીમાં પણ ક્રૂરતા રહી શકે છે; અને એક મનુષ્ય બીજાનું મન દુઃખવવાની

ધારણાથી કંઇ શબ્દ બોલે તો તે પણ આજ જાતના ગુન્હાનો અપરાધી ઠરેછે. આવો અપરાધ પણ તમે કરશોજ નહિ; પણ કોઇ વખતે વગર વિચારે બોલેલો શબ્દ ખરાબ ધારણાથી બોલેલા શબ્દ જેટલુંજ નુકસાન કરે છે. માટે આવી અજાણતાથી થતી નિર્દયતાથી તમારે સંભાળીને ચાલવું.

આવી અજાણ પણે થતી નિર્દયતા ઘણી વખતે અવિચારીપણાને લીધે કરવામાં આવે છે. કોઇ માણસ લોભમાં એટલો તો ગરકાવ થઇ ગયો હોય છે કે બીજાઓને ઘણું થોડું આપીને અથવા તો પોતાની સ્ત્રી અને છોકરાંઓને અડધા ભુખ્યા રાખીને તે કેટલું દુઃખ ફેલાવે છે તેનો વિચાર કરતો નથી. બીજો માત્ર પોતાની કામ વાસનાનોજ વિચાર કરે છે અને તેને તૃપ્ત કરતા કેટલાઓના શરીર અને જીવાત્માઓની અધોગતિ કરે છે, તેની તે થોડીજ દરકાર કરે છે.

ત્રીજો માણસ થોડીક પળની પોતાની મહેનત બચાવવા માટે પોતાના નોકરને વખતસર પગાર આપતો નથી, અને તેમ કરતાં લોકોને તે કેટલી મુશ્કેલીઓમાં નાખે છે તેનો તે બિલકુલ વિચાર કરતો નથી. આપણા કાર્યની બીજાઓ ઉપર કેવી અસર થશે તેનો વિચાર કરવાની કાળજી નહિ રાખવાથી કેટલું બધું દુઃખ સર્વત્ર ફેલાઇ રહેલું છે. પણ કર્મ કોઇને ભુલતું નથી, અને મનુષ્યો ભુલ કરે છે તે ધ્યાનમાં લેતું નથી. ગુરૂમાર્ગ ઉપર દાખલ થવા તમે ઇચ્છતા હો, તો તમારા કાર્યનું શું પરિણામ આવશે તેનો તમારે વિચાર કરવો; નહિ તો આ અજાણપણે થતી નિર્દયતાના અપરાધમાં તમે આવી પડશો.

વહેમ એક બીજો મોટો દોષ છે. અને તેને લીધે ઘણી ભયંકર હિંસા કરવામાં આવે છે. જે

માણુસ આ દોષનો ગુલામ બનેલો હોય છે તે પોતાના કરતાં વધારે બુદ્ધિમાન્ પુરૂષોની અવગણના કરે છે. અને પોતે કરતો હોય તેમ બીજાઓ પાસે જોરજુલમથી કરાવવાનો પ્રયત્ન કરે છે. પશુઓનું યજ્ઞમાં અથવા કોઈ દેવદેવીઓને બલિદાન આપવું જોઈએ એવો વહેમ,– અથવા મનુષ્યોને ખોરાક માટે માંસની જરૂર છે તેવો, તેનાથી પણ વધારે ક્રૂર વહેમ—આ બન્ને વહેમોને લીધે પશુઓનો કેટલો ભયંકર વધ કરવામાં આવે છે તેનો વિચાર કરો. વહેમને લીધે આપણા વહાલા હિંદમાં નીચ વર્ગના લોકોની સાથે કેવી ખરાબ રીતે વર્તવામાં આવે છે તેનો વિચાર કરો અને તે ઉપરથી તમને જણાશે કે આ વહેમનો દોષ ભ્રાતૃભાવની ફરજ સમજનારા લોકોમાં પણ કેવું નિર્દય ઘાતકીપણું ઉત્પન્ન કરે છે. આ વહેમના વંટોળીઆમાં સપ-

કાઇને પ્રેમરૂપ ઈશ્વરને નામે ઘણા ભયંકર કર્મો કરવામાં આવે છે; માટે આ દોષનો કશો પણ અંશ તમારામાં ન રહે તેની તમારે ઘણી સંભાળ રાખવી.

ઉપર કહેલા ત્રણ મોટા દોષોમાંથી તમારે મુક્ત થવું જોઇએ કારણ કે તેઓ સર્વપ્રકારની ઉન્નતિની આડે આવે છે અને તેઓ પ્રેમની વિરૂદ્ધના પાપકર્મો છે. પણ માત્ર દોષમાંથી આમ મુક્ત રહેવું તેટલુંજ બસ નથી; તમારે બીજાનું ભલું કરવામાં ઉત્સાહથી કામે લાગવું જોઇએ. સેવા અને મદદ કરવાની તિવ્ર ઇચ્છા તમારી નસેનસમાં એવીતો રમી રહેવી જોઇએ કે તમારી આસપાસના સર્વને તેનો લાભ આપવાને તમે હમેશાં ઉત્સુક રહો અને માત્ર મનુષ્ય જાતિનેજ નહિ પણ પશુપક્ષિઓ અને વૃક્ષલતાદિકને પણ તેટલેજ દરજ્જે તમારી સેવાનો લાભ

આપવાની તક નિરંતર શોધતા રહો. નાની બાબતોમાં તેવી વૃત્તિ દેખાડો કે જેથી તમને એવી ટેવ પડી જાય અને જ્યારે કંઇ મોટું કામ કરવાનો કોઈ અસાધારણ પ્રસંગ આવી લાગે ત્યારે તેને વ્યર્થ ગુમાવી દો નહિ. કારણકે ઇશ્વર સાથે એક થવાને તમે ઘણા આતુર છો તે તમારા પોતાના માટે નથી; પણ તે એટલા માટે છે કે ઇશ્વરનો પ્રેમપ્રવાહ તમારા જેવી નેહેર મારફતે સર્વ મનુષ્ય જાતીને પહોંચી વળે.

જે પુરૂષ ગુરૂમાર્ગઉપર છે તે તો જાણે છે કે તેનું જીવન તેના પોતાના માટે નથી, પણ બીજાઓનેજ માટે છે; બીજા લોકોની સેવા કરી શકે તેટલા માટે તે પોતાને ભુલી જાય છે. તે ઇશ્વરના હાથમાં એક લખવાની કલમ બની જાય છે અને તે કલમદ્વારા ઇશ્વરના વિચારો વહે છે અને જગત્‌ની અંદર પ્રગટ થાય છે. આવી

ક્લમ વના આમ થવું મુશ્કેલ છે. તેમજ આવો પુરૂષ અગ્નિની એક જીવતી જવાલારૂપ છે અને પોતાના હૃદયમાં રહેલા ઈશ્વરી પ્રેમના કીરણોને આ જગત્‌માં ચારે કોર ફેલાવે છે.

જ્ઞાન જે તમને મદદ કરવાને શક્તિવાન્ બનાવે છે, ઈચ્છાશક્તિ જે જ્ઞાનને સિધા રસ્તા ઉપર મૂકે છે, અને પ્રેમ જે આ ઈચ્છાશક્તિને પ્રેરે છે; આ તમારા મુખ્ય ગુણો છે અને જો તમે સેવક થવા ઈચ્છત્તા હો તો તમારે પણ આ ત્રણ ગુણો જગત્‌માં પ્રદર્શિત કરવા.

---

ગુરૂદેવના શબ્દો તણી, જે રાહ જોતો છે ખડો;
જે ગુપ્તજ્યોત નીહાળવા, છે અન્તરે આતુર ખડો.

ગુરૂઆણુ જલદી શુણુવા, છે કાન માંડીને રહ્યો;
સંસારના રણક્ષેત્ર કેરી, મધ્યમાં પણ છો રહયો.

ગુરૂદેવની સુ અલ્પ સંજ્ઞા જાણવા ઉભો રહે;
યોધ્ધાગણોના શીર્ષ પરથી, નજર ત્યાં નાંખી રહે.

ગુરૂદેવના અત્યંત ધીમા, શબ્દને શુંણુતો રહે;
પૃથ્વી તણાં ઘોંઘાટ કરતાં, નાદધન ગાયન મહે.

( એજ છે ખલુ એજ છે, ગુરૂદેવશારણે એજ છે. )

આ ચોપડી મુંબઇ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર
લેડીનોર્થકોટ હિંદુ ઑર્ફનેજ, કે. એન. સેલર પ્રેસમાં
ભાણજી દેવચંદ મેહેતાએ છાપી અને
મુંબઈ—માહીમમાં વી. પી.
દલાલે પ્રગટ કરી છે.